નચોકમાં રૂના મોટા જથામાં આગ લાગી ઇ. સ૦ ૧૮૩૪.

,, વદી ૧૦ ઇમપ્રેસ ક્વીનવિકટોરીયાનો જન્મ દીવસ ઇ. સ૦ ૧૮૧૯.

,, વદી ૧૧ રીપન પર્વ અથવા હિંદુસ્તાનના મહાપ્રતાપી વાઇસરાય લોર્ડરીપને આ દેશના લોકોને સ્થાનીક સ્વરાજ્યના હક્ક માટેનો ઠરાવ ઇ૦ સ૦ ૧૮૮૨ માં બહાર પાડ્યો તેનો વાર્ષિક ઓચ્છવ.

,, વદી ૧૨ જૈનોના તીર્થંકર શ્રીશાંતીનાથજી મોક્ષ ગયા.

,, વદી ૧૩ શ્રીશાંતીનાથ જન્મયા વડોદરાની ગાદીઉપર શ્રી શીયાજીરાવને બેસાર્યા ઇ૦ સ૦ ૧૮૭૫ અશોપ ઉદ્દવલાને ઇંગ્રેજો વચ્ચે કોલકરાર ઇ૦ સ૦ ૧૭૭૫ હિંદુ નાની શીવરાત્રી.

,, વદી ૧૪ શ્રીશાંતીનાથે દીક્ષા લીધી.

,, વદી ૦)) વરસીમાં મહાદેવની જાત્રા તથા બહારકોટમાં નાગદેવીની જાત્રા અગસ્ત નામના તારાનો અસ્ત સમુદ્રમાં આજથી દરીયામાં તોફાન વધે મુંબઇ સમાચાર ઇ૦ સ૦ ૧૮૨૦ માં તથા અખબારે સોદાગર ઇ૦ સ૦ ૧૮૫૨ માં પ્રગટ થયા

જેઠ સુદી ૪ હિંદુ વિનાયક ચોથ.

.. શુદી ૫ ભીંડી બજારમાં શ્રી ચીંતામણજીની વરસગાંઠ તથા શ્રી શાંતીનાથજીની વરસગાંઠ.

મહા સુદી ૧૩ તે મોતીશાહે રૂપીયા ૪૦ હજાર ખરચીને બંધાવ્યા વીક્રમ સંવત ૧૮૭૬

જેઠ સુદી ૬ લખનૌમાં બળવો જાગ્યો ઈ. સ. ૧૮૫૭

,, શુદી ૧૦ શ્રીગંગાજીનો જન્મ દીવસ જૈનોના તીરથંકર વાસુપુજજી ગર્ભે આવ્યા. મુંબાઈમાં શ્રીરીખભદેવ ભગવાનના દેરાંની વરસગાંઠ આ દેહરૂ પાયધુણી ઉપર શા. નેમચંદ અમીચંદે સંવત ૧૯૧૬ માં બંધાવ્યું.

| | | |
|---|---|---|
| " | શુદી ૧૧ | નિર્જલા અગીયારસ શ્રી નરનારાયણના મંદીરનું વાસ્તુ તથા મુરતીની સ્થાપના કાળબાદેવીના રસ્તા ઉપર ઝવેરબાગમાં સંવત ૧૯૫૦ મુંબાઇમાં સાસુન ડોક ઉઘડી ઇ૦ સ૦ ૧૮૫૭. |
| " | સુદી ૧૨ | જૈનોના તિર્થંકર શ્રી સુપાર્શ્વનાથજી જન્મથા સાવીત્રીવ્રતના આરંભનો દીવસ |
| " | સુદી ૧૩ | શ્રીશાંતીનાથ જન્મયા શ્રીશુપાર્શ્વનાથે દિક્ષા લીધી મુંબાઇમાં પ્રિન્સ ઓફ વેલ્સનું બાવણું ઉભું કીધું ઇ૦સ૦૧૮૭૯ અલાહબાદમાં બળવો જાગ્યો ઇ૦ સ૦ ૧૮૫૭. |
| " | શુદી ૧૫ | હિંદુ વટસાવીત્રી પુનમ સરકારે ગવાલીઅર લીધું. ઇ૦ સ૦ ૧૮૫૮ |
| " | વદી ૪ | જૈનોના તીર્થંકર શ્રી રીખભદેવ ભગવાન સરવાર્થ સિદ્ધ વિમાનથી ચળીને મરૂદેવી માતાની કુખે ગર્ભે આવ્યા. |
| " | વદી ૬ | જૈનોના તીર્થંકર શ્રીવીમળનાથ મોક્ષ ગયા. |
| " | વદી ૮ | હિંદુઓની કાળ આઠમ. |
| " | વદી ૯ | અગ્રેજોએ ટીપુના મુલક ઉપર હુમલો કીધો. ઇ૦ સ૦ ૧૭૯૦ જૈનોના ૨૧ મા તિર્થંકર શ્રીનેમીનાથે દીક્ષા લીધી |
| " | વદી ૧૧ | ભગવતી યોગની અગીઆરસ. |
| " | વદી ૧૪ | હિંદુનાની શિવરાત્રી નામદાર મહુંમ વિકટોરીઆ મહારાણી ગાદીએ બેઠા ઇ૦ સ૦ ૧૮૩૭ તથા પંજાબના મહારાજા રણજીતસીહજી ગુજરી ગયા ઇ૦ સ૦ ૧૮૩૯ કાનપુરમાં નાના સાહેબે ઇંગ્રેજોની કતલ કરી ઇ૦ સ૦ ૧૮૫૭ નાદીરશાહને કતલ કીધો ઇ૦ સ૦ ૧૭૪૭ પછી સુરાજઉદવલાએ કલકતા લીધું. ૧૮૫૬. |
| " | વદી ૦)) | હિંદુ સરાદ અમાસ આજથી જૈનો કેરીનો ત્યાગ કરે છે. |
| અસાડ | સુદી ૪ | મુંબઇ બંદર કોટથી જગનાથજીનો ર |

ફરવા નીકળે છે જૈનોની સુમંગળા ચોથ

" શુદી ૬ શ્રી મહાવીર સ્વામી માહણકુંડ ગામે રીખભદત બ્રાહ્મણીની કુખે ગર્ભે આવ્યા ત્યાંથી ૮૨ દીવસે પછી ત્રીશલાની ખેક હરણ કરી કોખી દેવે મુકયા.

" શુદી ૭ જૈનોની અઠાઈ બેશે, મહારાણી મહુંમ વિકટોરીઆને રાજ્યાભીષેક કરવાની ક્રીયા વેસ્ટ મીનીસ્ટર એ બીના દેવલમાં થઇ, ઇ૦ સ૦ ૧૮૩૮.

" સુદી ૮ શ્રીનેમનાથ મોક્ષ ગયા.

" સુદી ૧૧ દેવશયનીયાને પોઢણી નામની અગીઆરસ પંઢરપુર તથા નાશગામમાં વિઠોબાની જાત્રા ચતુર્માસનો આરંભ,

" સુદી ૧૫ શ્રાવક લોકોનું ચોમાસુ બેસે આ દીનેથી શ્રાવક લોકોના સાધુ ચતુર્માસ રહે છે, તથા સરકારે રૂ. ૫ વાળી નોટ કાઢી, ઇ૦ સ૦ ૧૮૭૨

" વદી ૩ શ્રીશ્રેયાંસજી મોક્ષ ગયા.

" વદી ૪ હિંદુ સંકટ ચોથ

" વદી ૫ કાનપુર સરકારે લીધું, ઇ. સ. ૧૮૫૭

" વદી ૭ જૈનોના તીર્થંકર અનંતનાથ ગર્ભે આવ્યા

" વદી ૮ હિંદુકાળ આઠમ, જૈનોના એકવીસમા તીર્થંકર શ્રી નેમીનાથ જન્મયા.

" વદી ૯ શ્રીકુંથુનાથ ગર્ભે આવ્યા.

" વદી ૧૦ દહેરામાં વપરાતા ધાતુના ઘંટો બનાવવામાં આવ્યા ઇ૦ ૪૦૦ કાનપુરની કતલ ઇ૦ સ૦ ૧૮૫૭

" વદી ૧૧ હિંદુઓની કામીકા અગીઆરસ.

" વદી ૧૪ રાણને ચીથરાના કાગળ બનાવવામાં આવ્યા ઇ૦ ૧૦૦૦.

" વદી ૦)) દીવાસો અથવા દીપ પુજન શ્રાધની અમાસ અમદાવાદમાં દીલ્હી દરવાજાની બહાર ગંગાઘટ ઉપર મેળો ભરાય છે.

શ્રાવણ સુદી ૧ હિંદુસ્તાનમાં જૈન ધર્મનું રક્ષણ કરના
ર જૈન એસોસીએશન ઓફ ઇંડીયા ના
મની ત્રણસેં મેમ્બરોના મુંબઇમાં સભા
સ્થાપી સવંત ૧૯૩૮ ફંડ રૂા. ૨૦૦૦૦
નું પુજા પાત્રી કરવાનો મહીનો

„ સુદી ૨ શ્રી સુમતીનાથ ગર્ભે આવ્યા નાની વી
ર પસલી.

„ શુદી ૪ હિંદુ વિનાયક ચોથ.

„ શુદી ૫ નાગપાચમ. શ્રાવક લોકોના પજુસણનું
મૈનાનું ઘર બેઠું. શ્રી નેમનાથ પ્રભુ જ
ન્મયા. કલંકી જયંતી અથવા કલંકીનો
જન્મ દિવસ શ્રી નેમનાથે દિક્ષા લીધી.

„ શુદી ૬ રાંધણ છઠ્ઠ આદિને હિંદુઓ સાતમ દિ
પર ખાવાના મીસ્ટાનો કરે છે તેથી તેને
રાંધણ છઠ્ઠ યાને હિંદુ વર્ણ છઠ્ઠ કહે છે.

„ શુદી ૭ શીતળા સાતમ. આજે થોડો ઘણો વર
સાદ વરસે તો આખું ચોમાસુ સારૂં નીવડે.

„ શુદી ૮ દુર્ગા આઠમ યાને ગોકળ અષ્ટમી.

„ શુદી ૯ મોટી વીર પસલી.

„ શુદી ૧૧ હિંદુ શીવમાર્ગીની પુત્રદા અગીયારસ ત
થા વૈષ્ણવ ભાગવંત અગીયારસ.

„ શુદી ૧૫ હિંદુ નાળીએરી પુનમ અથવા બળેવ
યાને રાખડી બાંધવાનો દિવસ રૂગવેદી
તથા યજુર્વેદીઓને જનોઇ બદલવાનો
દિવસ એજ દિને મુંબાઇમાં વેપારની મો
સમ શરૂ થાય છે જૈનોના શ્રીમાન સુર્વ
ન સ્વામી ગર્ભે આવ્યા.

„ વદી ૮ ગોકળઅષ્ટમી અથવા જન્માષ્ટમી પણ કહે
છે કેમકે દહાડે શ્રીકૃષ્ણ ભગવાનનો જન્મ
મથુરામાં થયો કહેવાય છે જૈનોના તી
ર્થંકર શ્રી સુપારશ્વનાથ ગર્ભે આવ્યા.

„ વદી ૯ નોળીઆનોમ.

| | | |
|---|---|---|
| ,, | વદી ૧૧ | હિંદુ ગોવાળીયા અગીયારસ કોટમાં ખ-જાર ગેટ આગળ ઠાકોરજીની ભીમેશ્વરની યાત્રા અમદાવાદ મધે ખેતરપાળની પો ળમાં શ્રીસંભવનાથના દેહરાંની વરસગાંઠ શ્રાવક લોકોના પંચુસણ બેસે. |
| ,, | વદી ૦)) | હિંદુ વાલકેશ્વરની પ્રાચીની મોટી યાત્રા જે નોના તીર્થંકર શ્રીમહાવીર સ્વામીના જન્મ ઓચ્છવનો દિવસ પતિયા હોરી અમાસ. |
| ભાદરવા | સુદી ૨ | શ્રાવક લોકોનું ત્રેલાધર, |
| ,, | શુદી ૪ | ગણેશ ચોથ શ્રાવક લોકોનાં પચુસણે પુરા થયા સમચ્છરીનો દહાડો એ દિવસ ગણપતી જન્મ પામ્યા તેની યાદી સારૂ મુર્તી બેસાડીને પુંજા કરે છે ચોરાસી ગચ્છવાળાઓની આજે સંવતસરી બાર મા સુત્રની વાંચનાનો દિવસ ગણેશ ચતુરથી અને દગડા અથવા ઝગડા ચોથ. |
| ,, | શુદી ૫ | હિંદુ રૂશીપાંચમ અથવા સવતશ્રીના પારણા. |
| ,, | શુદી ૬ | શીલીંગનો સીક્કો ઇ. ૧૫૦૫ માં ઇંગ્લાંડમાં પાડ્યો. |
| ,, | શુદી ૭ | ગવરી લાવવાનો દિવસ રાધાજયંતી. |
| ,, | શુદી ૮ | શ્રી સુવીધીનાથ મોક્ષ ગયા. આદિ સમુદ્ર શાંન્ત હોયછે. હિંદુઓ દુઃખનોમ ગવરીનું પુજન કરવાનો દિવસ ગવરીને વીસરજન કરવાનો યાને પાણીમાં હોમવાનો દિવસ |
| ,, | શુદી ૧૧ | ભાગવતીની પદમા અગારસ વામન અવતારનો જન્મ દિવસ. |
| , | શુદી ૧૨ | ગણપતી વધાવવાનો દહાડો એને વામન દુવાદશી પણ કહે છે દિવસના બાર વાગના બારસ પોચે તે દિવસ. |
| ,, | શુદી ૧૪ | અાણું ચૌદસ. |
| ,, | વદી ૧ | સરાદ દિન ૧૬ ના બેસે કોઇ વેળા શુદી પુનમથી પણ બેસે. |
| ,, | વદી ૪ | અંગારખી ચોથ |

| | | |
|---|---|---|
| ,, | વદી ૫ | લલીત પાંચમ ચાને લલીતાદેવીનું પરબ. |
| ,, | વદી ૧૦ | સોનાનો સીક્કો પહેલવેહેલા લંડનમાં બહાર પડયો ઇ. સન ૧૩૪૪ |
| ,, | વદી ૧૩ | હિંદુ નાની સીવરાત્રી. |
| ,, | વદી ૦)) | હિંદુઓના સરાદ પુરા થયાં. |
| આસો | શુદી ૧ | નોરતા દિન નવના એસે એ દિનથી કાઠીયાવાડ અને ગુજરાતના ઘણા ખરા ભાગમાં તથા હિંદુસ્તાનમાં ઘણા ભાગમાં લોકો કાચ અને કાગળ ઇત્યાદીની ગરબીઓ બનાવીને આઠ દિવસ સુધી માતાની પાસે જવાઇ કરે છે. |
| ,, | શુદી ૮ | સરસ્વતી પુજવાનો દહાડો તથા સઘળી દેવીઓને હોમહવન કરવાનો દિવસ. |
| ,, | શુદી ૧૦ | દશરા અથવા સમીપુજવાનો દિવસ આદિને કાઠીયાવાડ તથા ગુજરાતના રાજાઓ સ્વારી સહિત ગામ બહાર સમીનુ ઝાડ પુજવા જાય છે અને તે દિને બધા મીઠાઇ ખાય છે બુદ્ધનો જન્મ દિવસ. |
| ,, | શુદી ૧૧ | હિંદુઓનાં પાકુસા અગીયારસ. |
| ,, | શુદી ૧૨ | સરકારે પુના લીધું ઇ. સન ૧૮૦૨ ગોવાળીઆ તળાવ ઉપર આવેલા શ્રી લક્ષ્મીનારાયણનો પાટોત્સવ તથા તે પ્રસગની યાત્રા આજથી દીન પાંચ પુજન કરવાનો દિવસ. |
| ,, | શુદી ૧૫ | કોજાગરી અથવા માણેકઠારી પુનેમ મજ ગામમાં માનકેશ્વરની યાત્રા એક જાતની શ્રાવકની ઓળીઓ પુરી થાય જૈનોના એકવીસમાં તીરથંકર શ્રીનમીનાથ ગર્ભે આવ્યા આ પુનમને સકદ પુનમ કહે છે અને તે દિને કાઠીયાવાડ અને ગુજરાતના ઘણાખરા લોકો રાત્રીએ પોતાના છાપરા ઉપર સાકર દામ |

| | | |
|---|---|---|
| | | ભરીને મુકે છે તે એમ માનીને સાકર ઘણી ઠંડી થાય છે. |
| „ | વદી ૨ | કોલંબસે અમેરીકા શોધી કાઢ્યો સન ૧૪૯૨ |
| „ | વદી ૨ | ઇંગ્રેજો પ્રથમ કાબુલમાં દાખલ થ. સન ૧૮૪૧ |
| „ | વદી ૪ | સિંદુ સંકા યોગ. |
| „ | વદી ૫ | શ્રી સંભવનાથને કેવળ જ્ઞાન ઉપજ્યું. |
| „ | વદી ૭ | ઘડીયાળોની બનાવટ જર્મનોએ પહેલ વેલી કરી ઇ. સન ૧૫૯૭ |
| „ | વદી ૮ | ઇંગ્રેજોએ આગ્રા લીધું ઇ. સન ૧૮૦૨ |
| „ | વદી ૯ | વેપારી લોકોને નવા ચોપડા લાવવાનું મહુરત કોઇ વરસ એક તીથી આગળ યા પાછળ પણ પુરવ નક્ષેત્રમાં હોય છે |
| „ | વદી ૧૦ | સને ૧૦ સન ૮૮૩ માં દુનીયામ માણસની ગણતરી ૯૦ કરોડની થઇ હતી |
| „ | વદી ૧૨ | વાઘ બારસ યાને પોડા બારસ કહેવાય છે આદીને લોકો પોતાના ઘરો સાફ કરેછે |
| „ | વદી ૧૩ | ધનતેરસ યાને ધનપુજવાનો દિવસ આદીને લોકો પોતાના ધનની પુજા કરે છે. |
| „ | વદી ૧૪ | આ દીને વહેમી લોકો મંત્ર જાપ કરેછે. |
| „ | વદી ૦)) | પોતાના ચોપડા અથવા દફતર પુજવાનો દિવસ તેને દીવાળી કહે છે. |

અને તે દિન પછીથી નવું વરસ શરૂ થાય છે તેને ઝાર પરોળા કહે છે.

એ રીતે બાર માસમાં એટલા તો મોટા તીરથો અને તેહવારો છે તે ઉપરાંત જે મહિનામાં સોમવારે અમાસ આવે તેને સોમવતી એમ કહીને તથા ઉપર કહેલી મહા મહિનામાં આવતી મોટી શીવરાત્રી શીવાય દરેક મહીનાની વદી તેરસના રોજ આવતી નાની શીવરાત્રીઓ ગણી વેશ્નવ ધર્મ વીગેરેના લોકો એ રોજ અપવાશ રહેછે.